ઝડપી બનાવવાને માટે સમિતીએ નિર્ણય લીધો છે અને તે મુજબ અમદાવાદમા જ પૂજ્યશ્રીને આ કાર્ય પૂર્ણ કરવા માટે સ્થીરવાસ બિરાજવાને વિનંતી કરવામાં આવી છે અને તે પ્રમાણે હાલમા જ વીરમગામથી વિહાર કરી તેઓશ્રી સરસપુરના ઉપાશ્રયે પધારી આ કાર્ય આગળ ધપાવશે. શાસ્રો છપાવવાનું કાર્ય મોટે ભાગે અમદાવાદમાંજ છે પૂજ્યશ્રી અમદાવાદમા બીરાજશે તેથી પંડીતો પણ ત્યાજ હશે જેથી પ્રુફ તપાસવાનું તેમજ છાપવાનું કાર્ય પણ ઝડપી બનશે

અમદાવાદ આ કાર્ય માટે વધુ સગવડતાવાળુ સમિતીને જોવામાં આવ્યું છે કારણ કે ત્યાં પૂજ્ય આચાર્યશ્રી ઇશ્વરલાલજી મહારાજ સ્થીરવાસ બિરાજે છે અને તેઓશ્રીનો આ કાર્યમા પૂર્ણ સહકાર છે તે ઉપરાંત સમિતીના પ્રમુખ મહાશય શેઠ શાતિલાલભાઇ ત્યાંજ હોવાથી અવારનવાર સલાહ સૂચના મેળવી શકાય. આ સિવાય ત્યાંના દરેક સંઘના અગ્રેસરોનો સપૂર્ણ સહકાર મળી રહ્યો છે શેઠ ઇશ્વરલાલ પુરૂષોત્તમદાસ, શેઠ કાંતિલાલ જીવણદાસ, શેઠ ભોગીલાલ છગનલાલ, શેઠ પોપટલાલ મોહનલાલ, શેઠ પોચાલાલ પીતામ્બરદાસ, શેઠ ચદુલાલ અમૃતલાલ, શેઠ લાલભાઇ મગળદાસ, શેઠ ચંદુલાલ છગનલાલ અને ગોસલીઆ હરીલાલ લાલચંદ વીગેરે અગ્રેસરોની આ કાર્ય માટે જે ધગશ જોવામા આવે છે તે જોતા અમદાવાદ આ કાર્ય સફળ રીતે પાર પાડશે તેમ અમોને સંપૂણ શ્રદ્ધા છે

સમિતીએ છેલ્લા અઢી વર્ષ થયા વ્યવસ્થિત કાર્ય કરવા માટે રાજકોટ મુકામે રીતસરની ઓફીસ ખોલી છે અને જેના મંત્રી તરીકે શ્રી સાકરચદ ભાઇચંદ શેઠ તમામ કાર્ય સંભાળી રહ્યા છે હાલની પ્રગતિ કેટલી ઝડપથી કેટલી આગળ વધી રહી છે તે નીચેના આકડાઓ જોવાથી ખાત્રી થઇ શકશે

| | |
|---|---|
| ૧૦ વર્ષની આખરે મેમ્બરોની સખ્યા | ૧૧૩ |
| ૧૧મા વર્ષની આખરે ,, ,, | ૧૬૮ |
| ૧૨મા ,, ,, ,, ,, | ૨૩૭ |
| તા ૩૦–૪–૫૭ના રોજ ,, | ૩૩૫ |

૧૦ વર્ષની આખરે સમિતી પાસે લગભગ રૂા. ૬૦૦૦ની સીલીક હતી. જે સૂત્રોની છપાઇ કાગળ તેમજ પગાર ખર્ચ વીગેરે જતાં અત્યારે રૂા ૨૧૦૦૦ સીલીક છે

*

# આપ આ સમિતિના કાર્યમાં કઇ રીતે .....

# ..... .... મદદગાર થઈ શકો ?

રૂ. ૫૦૦૦) ઓછામાં ઓછા આપીને સસ્થાના આદ્ય મુરબ્બીશ્રી તરીકે મુબારક નામ લખાવી શકો છો, આપનો ફોટો તથા આપનુ જીવનચરિત્ર શાસ્ત્રમાં છાપવામાં આવે છે

રૂ ૩૦૦૦) ઓછામા ઓછા આપીને આપના વડીલના સ્મરણાર્થે એક શાસ્ત્ર આપના નામથી છપાવી શકો છો સમીતિને એક શાસ્ત્ર છપાવવામાં લગભગ રૂા ૬૦૦૦)થી રૂા ૮૦૦૦) ખર્ચ થાય છે તેમ છતાં ત્રણ હજારમાં આપને નામે શાસ્ત્ર બહાર પાડવામાં આવશે

રૂા. ૨૫૧) ઓછામાં ઓછા આપીને લાઇફ મેમ્બર તરીકે આપનું નામ દાખલ કરાવી શકો છો આપને ૩૨ સૂત્રો તથા તેના તમામ ભાગો મફત મળી શકે છે. ( રૂા ૫૦૦ ની કીમતનાં શાસ્ત્રો હફતે હફતે આપને મળી શકે છે )

સ્થાનકવાસી સમાજમા આ એક જ સસ્થા શાસ્ત્રો ચાર ભાષામાં પ્રગટ કરીને સર્વ ઉપયોગી વાંચન રજુ કરે છે આપને જ્યારે કોઈ શાસ્ત્રની જરૂર હોય ત્યારે તેમજ કોઈ સાધુ મુનીરાજને વહોરાવવાની ઇચ્છા હોય ત્યારે શાસ્ત્ર બીજેથી નહિ મંગાવતાં આ સમિતિ પાસેથી મગાવી લેવા વિનતી છે

**એક અપીલ : .........!**

૧ દીક્ષા પ્રસગે

૨ વરસીતપ અને બીજી તપશ્ચર્યાઓના પારણા પ્રસંગે

૩ મહાવીર જયંતી, પર્યુષણ, તથા દીવાળી જેવા તહેવાર પ્રસંગે.

૪ લગ્ન પ્રસગે.

૫ પુત્ર જન્મની ખુશાલીમાં

૬ વડીલોના સ્મરણાર્થે તેમની તિથી પ્રસગે

તેમજ બીજા સર અવસરે બનતી મદદ આ સંસ્થાને મોકલવા ખાસ નોધ રાખશો

પૂજ્ય મહાત્માશ્રી

તથા ....

મહાસતિજીઓને

# નમ્ર પ્રાર્થના



પૂજ્ય આચાર્યશ્રી ઘાસીલાલજી મહારાજશ્રી રાત દીવસના અથાગ પરીશ્રમ સાથે એક કંતાનના કકડા પર બેસીને સમાજના ભવિષ્યના વારસદાર માટે આગમ સંશોધન કરી અણમોલો વારસો તૈયાર કરી રહ્યા છે, તે કાર્યમાં અનેક મહાત્માઓ પ્રશંસા બતાવીને સક્રીય સહકાર આપી રહ્યા છે. આપને અમારી નમ્ર વિનતી છે કે આવા મહદ કાર્યમાં ઉપદેશ દ્વારા મદદગાર થઈ શકો તેટલી સમાજને આપની જરૂર છે માટે વગર વીલંબે સારાએ જૈન સમાજના ઉત્કર્ષ કાર્યમાં આપનો ફાળો નોંધાવો.

* * *

સૂત્ર વાંચ્યા પછી આપશ્રીનો સ્વતંત્ર અભિપ્રાય તેમજ યોગ્ય સૂચનાઓ લખી મોકલવા વિનંતી.

પૂજ્ય મહાત્માશ્રી

તથા ....

મહાસતિજીઓને

# નમ્ર પ્રાર્થના

✿

પૂજ્ય આચાર્યશ્રી ઘાસીલાલજી મહારાજશ્રી રાત દીવસના અથાગ પરીશ્રમ સાથે એક કંતાનના કકડા પર બેસીને સમાજના ભવિષ્યના વારસદાર માટે આગમ સંશોધન કરી અણુમોલો વારસો તૈયાર કરી રહ્યા છે, તે કાર્યમાં અનેક મહાત્માઓ પ્રશંસા બતાવીને સક્રીય સહકાર આપી રહ્યા છે. આપને અમારી નમ્ર વિનંતી છે કે આવા મહદ કાર્યમાં ઉપદેશ દ્વારા મદદગાર થઈ શકો તેટલી સમાજને આપની જરૂર છે માટે વગર વીલંબે સારાએ જૈન સમાજના ઉત્કર્ષ કાર્યમાં આપનો ફાળો નોંધાવો.

*　　　*　　　*

સૂત્ર વાંચ્યા પછી આપશ્રીનો સ્વતંત્ર અભિપ્રાય તેમજ યોગ્ય સૂચનાઓ લખી મોકલવા વિનંતી.